તોપણ સમ્યકત્વ પામવું અતિ દુર્લભ છે એવી જે ભાવના ભાવવી તે.)

૧૨ ધર્મ ભાવના (આ દુસ્તર સંસાર સમુદ્રમાંથી તારવાને પ્રવહણ સમાન તે શ્રી જીન પ્રણીત દશ પ્રકારે ક્ષમાદિક શુદ્ધ ધર્મ તથા જ્ઞાન દર્શન ચારિત્ર એ રત્નત્રયાત્મક ધર્મ પામવો દુર્લભ છે તથા તે ધર્મના સાધક અરિહંતાદિક તે પણ આ સંસારમાં પામવા દુર્લભ છે એવું ચિંતવવું તે.

ઉપર કહેલી બાર ભાવના તથા દરેક વ્રતની પાંચ પાંચ એવી પાંચ મહાવ્રતની પચીસ તથા મૈત્રી, પ્રમોદ, કારૂણ્યને ઉપેક્ષા એ બધી ભાવના શુદ્ધ મને પ્રમાદ રહીત પણે ભાવવી.

### પાંચ પ્રકારે ચારિત્ર.

૧ સામાયક ચારિત્ર ( રાગ દ્વેષ રહીત પણાને વાસ્તે જવું તે અથવા જ્ઞાન દર્શન ચારિત્રનો જ્યાં લાભ થાય તે.) તે બે ભેદ. ૧ દેશ વિરતિ ૨ સર્વ વિરતિ. સર્વ સાવદ્ય યોગ ત્યાગરૂપ અને નિર્વદ્ય યોગ સેવનરૂપ દેશે કરી શ્રાવકને અને સર્વે કરી સાધુ મુનીરાજને હોય.

૨ છેદોપસ્થાપનિય, ( પૂર્વ પર્યાયનો છેદ કરવો અને આચાર્યે આપેલું પંચ મહાવ્રત રૂપપણું જે મહાવ્રતને વિષે હોય તે બે ભેદ.)

૧ સાતિચાર (મુળ ગુણઘાતિને પ્રાયશ્ચિતરૂપ)
૨ નિરતિચાર (નવદિક્ષિત શિષ્યને છજ્જીવણીયા અધ્યયન ભણ્યા પછી હોય અથવા બીજા તીર્થ આશ્રયી હોય તે જેમ શ્રી પાર્શ્વનાથસ્વામીના તિર્થથી વીરસ્વામીના તીર્થે આવી ચાર મહાવ્રતરૂપ ધર્મ ત્યાગી પંચમહાવ્રત રૂપ ધર્મ આદરે તે.

૩ પરિહાર વિશુદ્ધિ ચારિત્ર (વિશેષે તપ કરવાથી કર્મની નિર્જરા જે ચારિત્રને વિષે હોય તે.)

તેના બે ભેદ છે.

૧ નિર્વિશ માનશિક (ચાર જણ વિવક્ષિત ચારિત્રના આશેવક એ કલ્પમાં પ્રવર્તતા હોય તેનું ચારિત્ર તે.)
૨ નિર્વિષ્ટકાયિક (ચાર જણ તેના અનુચારી હોય તેને હોય તે.)

૪ સુક્ષ્મ સંપરાય ચારિત્ર (સુક્ષ્મ છે કષાય તે જેને વિષે તે. ઉપશમ શ્રેણીએ કર્મ ઉપશમાવતાં અને ક્ષપક શ્રેણીએ કર્મ ખપાવતાં હોય ત્યાં નવમે ગુણઠાણે લોભના સંખ્યાતા ખંડ કરી તેને ઉપશમ શ્રેણીવાળો જે હોય તે ઉપશમાવે તથા ક્ષપક શ્રેણીવાળો હોય તે ખપાવે તે સંખ્યાતા ખંડ માંહેલો જે વારે છેલ્લો એક ખંડ રહે તેના અસંખ્યાતા સૂક્ષ્મ ખંડ

કરીને, દશમે ગુણઠાણે ઉપશમાવે અથવા ક્ષપક હોય તે ખપાવે તે દશમા ગુણઠાણાનું નામ અને ચારિત્રનું નામ પણ સૂક્ષ્મ સંપરાય છે. તેના બે ભેદ તે પેહેલું વિશુદ્ધ માનશિક તે શ્રેણી ચઢતાને હોય. બીજું સંકિલષ્ટ માનસિક તે ઉપશમ શ્રેણીથી પડતાને હોય.

૫ યથાખ્યાત ચારિત્ર (સર્વથા પ્રકારે કષાય રહીત પણું તે.) તે બે ભેદ.

૧ છદ્મસ્થિક તે છદ્મસ્થ ઉપશમિકને અગ્યારમે ગુણઠાણે અને ક્ષપકને બારમે ગુણઠાણે હોય.

૨ કેવળિક તે કેવળીને તેરમેને ચાૈદમે ગુણઠાણે હોય. એ ચારિત્ર એવું છે જેથી મોક્ષ સ્થાનક પામે.

ઇતિ શ્રી સંવર તત્વ સંપુર્ણ.

## અથ નિર્જરા તત્વ.

નિર્જરા બાર પ્રકારના તપવડે થાય છે. છ પ્રકારે બાહ્ય તપ અને છ પ્રકારે અભ્યંતર છે.

### છ પ્રકારના બાહ્ય તપ.

૧ અનશન (આહારનું ત્યાગ કરવું તે ઉપવાસાદિક કરવું તે.)

૨ ઉણોદરી (આહાર વસ્ત્ર તથા રાગ દ્વેસની ઓછાશ કરવી તે.)

૩ વૃત્તિ સંક્ષેપ ( આજીવિકાનો દ્રવ્ય ખેત્રકાલ-ભાવે સંક્ષેપ કરવો તે તથા અભિગ્રહ કરવો નિયમ ધારવા તે.)

૪ રસ ત્યાગ ( વિગયાદિકનો ત્યાગ કરવો આંબી-લનીવીપ્રમુખ કરવું તે. )

૫ કાયકલેશ ( લોચ, કાઉસ્સગ્ગ તથા ઉત્કટ આ-સને કરી કષ્ટ સહેવું તે )

૬ સંલીનતા ( અંગોપંગાદિકનું સંવરવું, ગોપ-ન કરવું તે.

હવે છ પ્રકારે અભ્યંતર તપ કહે છે.

૧ પ્રાયશ્ચિત ( કીધેલા અપરાધની શુદ્ધિ કરવી તે.)

૨ વિનય (ગુણવંતની ભક્તિ કરવી તથા આશાતના ટાળવી તે. )

૩ વૈયાવૃત્ય ( આહારાદિક આણી આપવો આ-ચાર્યાદિકના કેડ પગાદિ ચાંપવા તે.)

૪ સ્વાધ્યાય ( ભણવું, ભણાવવું, સંદેહ દુર ક-રવો, ભણેલું ફરી સંભારવું, અર્થ ચિંતવવો, ધર્મોપદેશ કરવો તે. )

૫ ધ્યાન ( આર્ત તથા રૌદ્રધ્યાનને નિવારવું તથા ધર્મ ધ્યાન શુકલ ધ્યાનનું ધ્યાવવું તે.)

૬ કાયોત્સર્ગ ( પરવસ્તુનો ત્યાગ કરવો તથા ક-ર્મના ક્ષય નિમિત્તે કાયોત્સર્ગ કરવો તે.)

ઇતિ નિર્જરા તત્વ.

## અથ બંધ તત્વ.

### બંધ તત્વના ચાર ભેદ.

૧ પ્રકૃતિ બંધ (કર્મનું સ્વભાવ પરિણમનરૂપછે તે.)
૨ સ્થિતિબંધ (કર્મનું કાળ પરિમાણ રૂપ છે તે.)
૩ અનુભાગ બંધ (કર્મનું તીવ્રમંદાદિ રસ પરિમાણરૂપ છે તે.)
૪ પ્રદેશ બંધ (કર્મ પુદ્ગલના પ્રદેશ પરિમાણરૂપ છે તે.) આ બાબત મોદકના દ્રષ્ટાંતે કરી સમજવું (કર્મ ગ્રંથમાં જોવું.)

ઇતિ બંધ તત્વ.

## અથ મોક્ષ તત્વ.

### મોક્ષ તત્વના નવ ભેદ.

૧ સંતપદ પ્રરૂપણા દ્વાર (મોક્ષને વિષે છતાપદની પ્રરૂપણા તે.)
૨ દ્રવ્ય પ્રમાણ દ્વાર (સિદ્ધના જીવ દ્રવ્ય કેટલા છે તે વિચારવું તે.)
૩ ખેત્રદ્વાર (સિદ્ધને અવગાહના ક્ષેત્ર કેટલું છે તે વિચારવું તે.)
૪ સ્પર્શના દ્વાર (કેટલા આકાશ પ્રદેશને સિદ્ધના જીવ ફરસે એમ વિચારવું તે.)
૫ કાળદ્વાર (સિદ્ધનો કાળ આદિ અનંત છે એમ કહેવું તે.)

૬ અંતરદ્વાર (સિદ્ધને વિષે અંતર નથી એમ કહેવું તે.)
૭ ભાગદ્વાર (સિદ્ધના જીવ સંસારી જીવના કેટલામે ભાગે છે એમ વિચારવું તે.)
૮ ભાવદ્વાર (ક્ષાયિકાદિક પાંચ ભાવમાંથી સિદ્ધના જીવ કયા ભાવે છે એમ વિચારવું તે.)
૯ અલ્પ બહુત્વદ્વાર (સિદ્ધના પંદર ભેદમાંથી કયામાં થોડા જીવ અને કયામાં વધારે છે એમ વિચારવું તે.)

હવે જે પંદર ભેદે સિદ્ધ થાય છે તે કહે છે.

૧ જિણ સિદ્ધા=તીર્થંકર પદ્વી પામીને જે મોક્ષે ગયા તે.
૨ અજિણ સિદ્ધા=સામાન્ય કેવળી થઇને મોક્ષે ગયા તે.
૩ તીર્થ સિદ્ધા=તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપન્યા પછી જે મોક્ષે ગયા તે.
૪ અતીર્થ સિદ્ધા=તીર્થંકરને કેવળ જ્ઞાન ઉપન્યા પેહેલાં જે મોક્ષે ગયા તે.
૫ ગૃહસ્થ લિંગે સિદ્ધા=ગૃહસ્થના વેશે રહ્યા થકા મોક્ષે ગયા તે.
૬ અન્યલિંગે સિદ્ધા=જોગી સન્યાસી તાપસ વિગેરેના વેશે મોક્ષે ગયા તે.
૭ સ્વલિંગે સિદ્ધા=સાધુના વેશે મોક્ષે ગયા તે.

૮ સ્ત્રીલિંગે સિદ્ધા=સ્ત્રી વેદપણું પામીને મોક્ષે ગયા તે
૯ પુરૂષલિંગે સિદ્ધા=પુરૂષ વેદપણું પામીને મોક્ષે ગયા તે.
૧૦ નપુંસકલિંગે સિદ્ધા=નપુંસક વેદપણું પામીને મોક્ષે ગયા તે.
૧૧ પ્રત્યેક બુદ્ધ સિદ્ધા=કોઈ પદાર્થ દેખીને પ્રતિબોધાયા થકા ચારિત્ર લેઈને મોક્ષે ગયા તે.
૧૨ સ્વયંબુદ્ધ સિદ્ધા=ગુરૂના ઉપદેશ વિના પોતાની મેળે જાતિસ્મર્ણાદિકે પ્રતિબોધ પામીને મોક્ષે ગયા તે.
૧૩ બુદ્ધ બોધિત સિદ્ધા=ગુરૂનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય પામીને મોક્ષે ગયા તે.
૧૪ એક સિદ્ધા=એક સમયને વિષે એકજ મોક્ષે ગયા તે.
૧૫ અનેક સિદ્ધા=એક સમયમાં ઘણા જીવ મોક્ષે ગયા તે.

ઈતિ મોક્ષતત્વ.

ઉપર કહેલા નવતત્વ જે પ્રાણી જાણે તેને સમકીત હોય અને અપવાદે જોકે જીવાદિ નવતત્વનો અજાણ હોય પણ તેને વિષે આસ્થા રાખે તોપણ તેને સમ્યકત્વ છે એમ સમજવું. સર્વે તીર્થંકર પ્રણીત વચન અન્યથા ન હોય એવી મતિ જેના મ-

નમાં રહેલી હોય તેને નિશ્ચળ સમકીત છે. એક અંતર મુહુર્ત (આશરે બે ઘડી) જે પુરૂષને સમકીત ફરસ્યું હોય તેને અદ્ધ પુદ્ગલ પરાવત સંસાર નક્કી બાકી રહ્યો એમ સમજવું. એતો ઘણીજ આશાતનાવંતને સમજવું પણ શુદ્ધ સમકીતી તો કોઈ તેજ ભવે, કોઈ ત્રીજે, કોઈ સાતમે એમ તરતજ મોક્ષ પામે.

## ચોવીસ દંડક.

અથ ચારગતિમાં રહેલા સમસ્ત સંસારી જીવ, ચોવીસ દંડકોને વિષે પરિભ્રમણ કરે છે તે દંડકનાં નામ કહે છે. ત્યાં પ્રથમ સાત નારકીનું એક દંડક છે તે સાતે નારકીનાં નામ તથા ગોત્ર નીચે પ્રમાણે છે.

| દંડકનો અંક. | નામ. | ગોત્ર. |
|---|---|---|
| ૧ | ૧ ઘમા | રત્નપ્રભા |
| | ૨ વંસા | શર્કરાપ્રભા |
| | ૩ સૈલા | વાલુક પ્રભા |
| | ૪ અંજણા | પંકપ્રભા |
| | ૫ રિઠા | ધૂમપ્રભા |
| | ૬ મઘા | તમપ્રભા |
| | ૭ માઘવતી | તમતમાપ્રભા |

દશ ભુવનપતિના દશ દંડક.

૨ ૧ અસુરકુમાર નિકાયનો.
૩ ૨ નાગ કુમાર નિકાયનો.
૪ ૩ સુવર્ણ કુમાર નિકાયનો.
૫ ૪ વિદ્યુત કુમાર નિકાયનો.
૬ ૫ અગ્નિ કુમાર નિકાયનો.
૭ ૬ દ્વીપ કુમાર નિકાયનો.
૮ ૭ ઉદધિ કુમાર નિકાયનો.
૯ ૮ દિશિ કુમાર નિકાયનો.
૧૦ ૯ વાયુ કુમાર નિકાયનો.
૧૧ ૧૦ સ્તનિત કુમાર નિકાયનો.
૧૨ પૃથ્વીકાયનો એક. તેનાં મુળ નામ છ છે.
૧ સુના, ૨ સુધા, ૩ વાલુયા, ૪ મણુશિલ. ૫ શર્કુરા. ૬ ખર પુઢવી.

હવે એ પૃથ્વીકાયના ભેદ કહે છે.

૧ સ્ફાટિક રત્ન. ૨ મણિરત્ન. ૩ રત્નની સર્વ જાતી. ૪ પરવાળાં. ૫ હિંગળોક. ૬ હરતાળ. ૭ મણુશિલ. ૮ પારો. ૯ સોનું. ૧૦ રૂપું. ૧૧ ત્રાંબુ. ૧૨ લોઢું. ૧૩ જસત. ૧૪ શીશું. ૧૫ કથિર. ૧૬ ખડીમાટી. ૧૭ હરમજીચાની ( રમચી ). ૧૮ અરણેટોપાષાણ. ૧૯ પલેવો પાષાણ. ૨૦ અભરખ. ૨૧ તુરી માટીની જાતિ. ૨૨ ખારી મા-

ટીની જાતિ. ૨૩ માટીની સર્વ જાતિ. ૨૪ પાષાણની સર્વ જાતિ. ૨૫ સુરમાની જાતિ. ૨૬ અંજનની જાતિ. ૨૭ લૂણની જાતિ.

ઈત્યાદિ પૃથ્વીકાયના અનેક ભેદ જાણવા.

૧૩ અપકાયનો એક તેના ભેદ કહે છે.

૧ જમીનનું પાણી ૨ આકાશનું પાણી ૩ ઠારનું પાણી ૪ હિમનું પાણી ૫ વયડાનું પાણી ૬ નીલી વનસ્પતિનું પાણી ૭ ધનોદધિ વિગેરે.

૧૪ તેઉકાયનો એક; તેના ભેદ કહે છે.

૧ અંગારાનો અગ્નિ ૨ જવાલાનો અગ્નિ ૩ ભરસાળનો અગ્નિ ૪ ઉલ્કાપાતનો અગ્નિ ૫ કણિયાનો અગ્નિ ૬ વીજળીનો અગ્નિ

૧૫ વાઉકાયનો એક તેના ભેદ કહે છે. ૧ ઉદ્‌ભ્રામક વાયુ ૨ મંદ વાયુ ૩ ઉત્કલિક વાયુ ૪ મંડલિક વાયુ ૫ મુખ શુદ્ધ વાયુ ૬ ગુંજ વાયુ ૭ ધનવાત ૮ તનવાત—

૧૬ વનસ્પતિકાયનો એક; તેની મૂળ જાતિ બે છે ત્યાં જે એક શરીરમાં અનંતાજીવ હોય તે સાધારણ વનસ્પતિ અને એક શરીરમાં એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિ કહેવાય તેના ભેદ કહે છે. ૧ ગુચ્છા ૨ વૃક્ષ, ૩ ગુલ્મ ૪ લતા ૫ વલ્લી ૬ તૃણ ૭ જલરૂહ ૮ ઔષધ ૯ કુહન

૧૦ પર્વગ ૧૧ હુર.

ઈત્યાદિક એના અનેક ભેદ છે.

૧૭ બેંદ્રિયનો એક તેના ભેદ કહે છે. ૧ શંખ ૨ કોડા ૩ ગંડોલા ૪ જલો ૫ અલસીયા ૬ લાળીયા ૭ મેહુરી ૮ કૃમિયા ૯ પાણીના પુરા.

૧૮ તેંદ્રિયનો એક તેના ભેદ કહે છે. ૧ કાનખજુરા ૨ માંકડ ૩ જુ ૪ કીડીઓ ૫ ઉદ્દેહી ૬ મક્કોડા ૭ ઈલ ૮ ધીમેલ ૯ શાવા ૧૦ ગોકીડા ૧૧ ગધહીયા ૧૨ વિષ્ટાના કીડા ૧૩ ગોબરના કીડા ૧૪ ધનેરીયા ૧૫ કંથુઆ ૧૬ ગોપાલીક ૧૭ ઈંદ્રગોપ.

૧૯ ચોરિંદ્રિયનો એક; તેના ભેદ કહે છે. ૧ વીંછી ૨ ઢંકણ ૩ ભ્રમરા ૪ ભ્રમરી ૫ તીડ ૬ માખી ૭ ડાંસ ૮ મચ્છર ૯ પતંગીઆ ૧૦ કંસારી ૧૧ ખડમાકડી-

૨૦ તિર્યંચ પંચેંદ્રિયનો એક; તેના ત્રણ ભેદ છે. ૧ જળચર ૨ સ્થળચર ૩ ખેચર ઉરઃપરિસર્પ ને ભુજપરિસર્પ એ બે સ્થળચર માંહેલા છે.

૨૧ મનુષ્યનો એક; તેના ભેદ કહે છે . પંદર કર્મભૂમિ ક્ષેત્રના મનુષ્ય. ત્રીસ અકર્મભૂમિ ક્ષેત્રના મનુષ્ય. છપન્ન અંતર દ્વીપના મનુષ્ય. એ સર્વ મળી એકસો ને એક ભેદ થયા.

૨૨ વાણુવ્યંતરદેવોનો એક; તેના બે ભેદ ૧ વ્યંતર ની નીકાય ૨ વાણુ વ્યંતરની નિકાય ૧ વ્યંતરના આઠ ભેદ ૧ પિશાચ ૨ ભુત ૩ યક્ષ ૪ રાક્ષસ ૫ કિન્નર ૬ કિંપુરૂષ ૭ મહોરગ ૮ ગંધર્વ વાણુવ્યતરની નિકાયના આઠ ભેદ તે કહે છે.

૧ અણુપનિ ૨ પણુપનિ ૩ હ્રસિવાદિ ૪ ભુતવાદિ ૫ કંદી ૬ મહાકંદી ૭ કોહુંડ ૮ પતંગ

૨૩ જ્યોતિષી દેવોનો એક; તેના પાંચ ભેદ.

૧ ચંદ્ર. ૨ સૂર્ય. ૩ ગ્રહ. ૪ નક્ષત્ર. ૫ તારા.

૨૪ વૈમાનિક દેવોનો એક તેના મૂળ બે ભેદ છે. ૧ કલ્પતે આચારવાળા દેવો. તે બાર દેવલોકના નામ ૧ સૌધર્મ દેવલોક. ૨ ઇશાન દેવલોક. ૩ સનત કુમાર દેવલોક. ૪ માહેંદ્ર દેવલોક. ૫ બ્રહ્મ દેવલોક. ૬ લાંતક દેવલોક. ૭ મહાશુક્ર દેવલોક. ૮ સહસ્રાર દેવલોક. ૯ આનત દેવલોક. ૧૦ પ્રાણુત દેવલોક. ૧૧ આરણુ દેવલોક. ૧૨ અચ્યુત દેવલોક. બીજા કલ્પાતીત એટલે જેને વિષે સ્વામિ સેવક સંબંધ નથી એવા દેવો તેના મુળ બે પ્રકાર છે.

૧ નવ ગ્રૈવેક વાસી.

૨ પાંચ અનુત્તર વિમાનવાસી. તેમાં નવગ્રૈવેકનાં નામ કહે છે. ૧ સુદર્શન. ૨ સુપ્રતિબદ્ધ. ૩ મનોરમ. ૪ સર્વતોભદ્ર. ૫ સુવિશાળ. ૬

સુમનસ. ૭ સોમનસ્ય. ૮ પ્રીતિકર. ૯ આદિત્ય.
પાંચ અનુત્તર વિમાનનાં નામ કહે છે. ૧ વિજય. ૨ વિજયંત. ૩ જયંત. ૪ અપરાજિત. સર્વાર્થસિદ્ધ. એ રીતે એ ચોવીસ દંડકના ભેદ સહીત નામ કહ્યાં.

હવે પ્રત્યેક દંડકે ચોવીસ દ્વાર
કહેવાય તેના નામ.

દ્વારને અંક—

૧ પેહેલું શરીર દ્વાર પાંચ પ્રકારે છે. ૧ ઔદારિક શરીર. ૨ વૈક્રિય શરીર. ૩ આહારક શરીર. ૪ તૈજશ શરીર. ૫ કાર્મણ શરીર.

૨ અવગાહના દ્વાર તે પ્રત્યેક દંડકે જઘન્ય તથા ઉત્કૃષ્ટ એવા બે ભેદ શરીરનું પ્રમાણ કહેવું.

૩ સંઘયણ દ્વાર છ પ્રકારે છે.

૧ વજ્રરીષભ નારાચ સંઘયણ. ૨ રીષભ નારાચ સંઘયણ ૩ નારાચ સંઘયણ. ૪ અર્દ્ધ નારાચ સંઘયણ. ૫ કીલિકા સંઘયણ ૬ છેવઠું સંઘયણ.

હવે એ સંઘયણવાળા જીવો ઉર્ધ્વગતિ ગમન કરે, તો કયા સંઘયણવાળા કયાં સુધી જાય તે કહે છે.

૧ વજ્રરીષભ નારાચ સંઘયણવાળા મોક્ષ પર્યંત જાય. ૨ રિષભ નારાચ સંઘયણવાળા,

બારમા દેવલોક પર્યંત જાય. ૩ નારાચ સંઘ-યણવાળા દસમા દેવલોક પર્યંત જાય. ૪ અર્દ્ધ નારાચ સંઘયણવાળા, આઠમા દેવલોક પર્યંત જાય. ૫ કીલિકા સંઘયણવાળા, છઠ્ઠા દેવલોક પર્યંત જાય. ૬ છેવઠ્ઠા સંઘયણવાળા, ચોથા દેવલોક પર્યંત જાય. હવે અધોગતિ ગમન કરે તો કયા સંઘયણવાળા જીવ કયાં સુધી જાય તે કહે છે.

૧ વજ્રરીષભ નારાચ સંઘયણવાળા સાતમી નરક પૃથિવી પર્યંત જાય. ૨ રીષભ નારાચ સંઘયણવાળા છઠ્ઠી નરક પૃથિવી પર્યંત જાય. ૩ નારાચ સંઘયણવાળા પાંચમી નરક પૃથિવી પર્યંત જાય. ૪ અર્દ્ધ નારાચ સંઘયણવાળા ચોથી નરક પૃથવી પર્યંત જાય. ૫ કીલિકા સંઘયણવાળા ત્રીજી નરક પૃથિવી પર્યંત જાય. ૬ છેવઠ્ઠા સંઘયણવાળા બીજી નરક પૃથિવી પર્યંત જાય.

૪ સંજ્ઞાદ્વાર દસ પ્રકારે છે તેનાં નામ કહે છે. ૧ આહાર સંજ્ઞા. ૨ ભય સંજ્ઞા. ૩ મૈથુન સંજ્ઞા. ૪ પરિગ્રહ સંજ્ઞા. ૫ ક્રોધ સંજ્ઞા. ૬ માન સજ્ઞા. ૭ માયા સંજ્ઞા. ૮ લોભ સંજ્ઞા. ૯ લોક સંજ્ઞા. ૧૦ ઓઘ સંજ્ઞા. તથા નીચે લખેલી છ સંજ્ઞા સાથે મેળવતાં સોળ પ્રકાર પણ થાય છે.

૧ સુખ સંજ્ઞા. ૨ દુઃખ સંજ્ઞા, ૩ મોહ સં-

જ્ઞા. ૪ દુગંછા સંજ્ઞા ૫ શોક સંજ્ઞા. ૬ ધર્મ સંજ્ઞા.
૫ સંસ્થાન દ્વાર છ પ્રકારે છે.

૧ સમ ચતુરંસ સંસ્થાન ૨ ન્યગ્રોધ પરિમંડલ સંસ્થાન. ૩ સાદિસંસ્થાન. ૪ કુબ્જ સંસ્થાન. ૫ વામન સંસ્થાન. ૬ હુંડક સંસ્થાન.

અહીં પાંચ ઇંદ્રિયોના સંસ્થાન કહે છે.

૧ સ્પર્શેંદ્રિયનું નાના પ્રકારનું સંસ્થાન હોય છે ૨ રસેંદ્રિયનું ખુરપા સરખું સંસ્થાન હોય છે ૩ ઘ્રાણ ઈંદ્રિયનું તિલના ફૂલ સરખું સંસ્થાન હોય છે. ૪ ચક્ષુઈંદ્રિયનું મસૂરની દાળ સરખું અર્દ્ધચંદ્રાકારે સંસ્થાન છે. ૫ શ્રોતેંદ્રિયનું કલ્પ વૃક્ષના ફૂલ સરખું સંસ્થાન છે.

૬ કષાયદ્વાર ચાર પ્રકારે છે ૧ ક્રોધ. ૨ માન. ૩ માયા. ૪ લોભ.

૭ લેશ્યા દ્વાર છ પ્રકારે છે.

૧ કૃષ્ણ લેશ્યા. ૨ નીલ લેશ્યા. ૩ કાપોત લેશ્યા ૪ તેજો લેશ્યા. ૫ પદ્મ લેશ્યા. ૬ શુક્લ લેશ્યા.

૮ ઈંદ્રિય દ્વાર પાંચ પ્રકારે છે ૧ સ્પર્શેંદ્રિય. ૨ રસેંદ્રિય. ૩ ઘ્રાણેંદ્રિય. ૪ ચક્ષુઈંદ્રિય. ૫ શ્રોતેંદ્રિય.

૯ સમુદ્‌ઘાત દ્વાર સાત પ્રકારે છે. ૧ વેદના સમુદ્‌ઘાત. ૨ કષાય સમુદ્‌ઘાત. ૩ મરણ સમુદ્‌ઘાત. ૪ વૈક્રીય સમુદ્‌ઘાત. ૫ તેજશ સમુદ્‌ઘાત. ૬

આહારક સમુદ્‌ઘાત, ૭ કેવળી સમુદ્‌ઘાત.

૧૦ દ્રષ્ટિદ્વાર ત્રણ પ્રકારે છે. ૧ સમ્યક્ દ્રષ્ટિ. ૨ મિશ્ર દ્રષ્ટિ ૩ મિથ્યા દ્રષ્ટિ.

૧૧ દર્શનદ્વાર ચાર પ્રકારે છે. ૧ ચક્ષુ દર્શન. ૨ અચક્ષુ દર્શન. ૩ અવધિ દર્શન. ૪ કેવળ દર્શન.

૧૨ જ્ઞાન તથા અજ્ઞાન દ્વારમળી આઠ પ્રકાર છે જ્ઞાન પાંચ પ્રકારે છે ૧ મતિજ્ઞાન. ૨ શ્રુતજ્ઞાન. ૩ અવધિજ્ઞાન ૪ મન: પર્યવજ્ઞાન. ૫ કેવળજ્ઞાન.

અજ્ઞાન ત્રણ પ્રકારે છે.

૧ મતિ અજ્ઞાન. ૨ શ્રુત અજ્ઞાન. ૩ વિભંગજ્ઞાન.

૧૩ યોગદ્વાર પંદર પ્રકારે છે.

૧ સત્ય મનોયોગ.
૨ અસત્ય મનોયોગ.
૩ સત્ય મૃષા મનોયોગ.
૪ અસત્યા મૃષા મનોયોગ.
૫ સત્ય વચન યોગ.
૬ અસત્ય વચન યોગ.
૭ સત્ય મૃષા વચન યોગ.
૮ અસત્યા મૃષા વચન યોગ.
૯ ઔદારિક કાય યોગ.
૧૦ ઔદારિક મિશ્ર કાયયોગ.
૧૧ વૈક્રિય કાયયોગ.
૧૨ વૈક્રિય મિશ્ર કાયયોગ

૧૩ આહારક કાયયોગ.
૧૪ આહારક મિશ્ર કાયયોગ.
૧૫ કારમણ કાયયોગ.

૧૪ ઉપયોગ દ્વાર બાર પ્રકારે છે. ૧ મતિજ્ઞાન ૨ શ્રુત જ્ઞાન. ૩ અવધિ જ્ઞાન. ૪ મન: પર્યવજ્ઞાન. ૫ કેવળ જ્ઞાન. ૬ મતિ અજ્ઞાન. ૭ શ્રુત અજ્ઞાન ૮ વિભંગ જ્ઞાન. ૯ ચક્ષુ દર્શન. ૧૦ અચક્ષુ દર્શન. ૧૧ અવાધ દર્શન. ૧૨ કેવળ દર્શન.

૧૫ ઉપ્પાત દ્વાર તે પ્રત્યેક દંડકને વિષે એક સમયમાં કેટલા જીવ આવી ઉપજે તેની જઘન્ય તથા ઉત્કૃષ્ટ સંખ્યા કહેવાનું દ્વાર.

૧૬ ચવન દ્વાર તે પ્રત્યેક દંડકને વિષે એક સમયમાં કેટલા જીવ ચવે તેની જઘન્ય તથા ઉત્કૃષ્ટથી સંખ્યા કહેવાનું દ્વાર.

૧૭ આયુષ્ય દ્વાર તે ચાર ગતિ આશ્રી ચાર પ્રકારે છે. તેમાં કયા કયા દંડકે કેટલું કેટલું આયુષ્ય છે તેનું પ્રમાણ કહેવાનું દ્વાર.

૧૮ પર્યાપ્તિ દ્વાર છ પ્રકારે છે.

૧ આહાર પર્યાપ્તિ.
૨ શરીર પર્યાપ્તિ.
૩ ઈંદ્રિય પર્યાપ્તિ.
૪ શ્વાસોશ્વાસ પર્યાપ્તિ.
૫ ભાષા પર્યાપ્તિ.

૬ મન પર્યાપ્તિ.

૧૯ દિગ આહાર દ્વાર છ પ્રકારે.

૧ અધો દિશિ આહાર.
૨ ઉર્ધ્વ દિશિઆહાર.
૩ પૂર્વ દિશિ આહાર.
૪ પશ્ચિમ દિશિ આહાર.
૫ દક્ષિણ દિશિ આહાર.
૬ ઉત્તર દિશિ આહાર.

૨૦ સંજ્ઞા દ્વાર ત્રણ પ્રકારે છે.

૧ દીર્ઘકાળની સંજ્ઞા.
૨ હીતોપદેશની સંજ્ઞા.
૩ દ્રષ્ટિવાદોપદેશની સંજ્ઞા.

૨૧ ગતિદ્વાર તે કયા દંડકનો જીવ મરીને કયા કયા દંડકમાં જાય તે કહેવાનું દ્વાર.

૨૨ આગતિ દ્વાર તે પ્રત્યેક દંડકને વિષે કેટલા દંડકના જીવ આવી ઉપજે તે કહેવાનું દ્વાર.

૨૩ વેદ દ્વાર ત્રણ પ્રકારે છે. ૧ પુરૂષ વેદ. ૨ સ્રી વેદ. ૩ નપુંસક વેદ.

૨૪ અલ્પ બહુત્વનો દ્વાર અઠ્ઠાણું પ્રકારે છે.

ઇતિ દંડકના બોલ સંપુર્ણ.



# આઠ કર્મની ૧૫૮ પ્રકૃતિઓ.

કર્મ આઠ છે. ૧ જ્ઞાનાવર્ણીય કર્મ. ૨ દર્શનાવર્ણીય કર્મ. ૩ વેદની કર્મ. ૪ મોહની કર્મ. ૫ આયુ કર્મ. ૬ નામ કર્મ. ૭ ગોત્ર કર્મ. ૮ અંતરાય કર્મ.

૧ જ્ઞાના વર્ણીય કર્મની પાંચ પ્રકૃતિ છે.

૧ મતી જ્ઞાનાવર્ણી. ૨ શ્રુત જ્ઞાનાવર્ણી. ૩ અવધિ જ્ઞાનાવર્ણી. ૪ મનઃ પર્યવ જ્ઞાનાવર્ણી. ૫ કેવળ જ્ઞાનાવર્ણી.

૧ જ્ઞાનાવર્ણીય કર્મ સાત બોલે બાંધે.

૧ સિદ્ધાંત શાસ્ત્ર વેચે. ૨ કુદેવની પ્રશંસા કરે. ૩ જ્ઞાનને વિષે સંદેહ આણે. ૪ કુશાસ્ત્રની, કુગીતની પ્રશંસા કરે. ૫ સિદ્ધાંત શાસ્ત્રના મુળગા અર્થ ભાંજે. ૬ પારકા દોષ પ્રકાશે ૭ મિથ્યાત્વ ઉપદેસે. આ કર્મ બાંધે તેથી વિદ્યા ન આવે, અને સંસારમાં રૂળે.

એની ત્રીસ કોડા કોડ સાગરોપમની સ્થિતિ છે જેમ આંખે પાટો બાંધ્યો હોય અને દેખાય નહીં તેમ તે કર્મ બાંધનાર પુરૂષને જ્ઞાન ઉપજે નહીં.

૨ દર્શના વર્ણીય કર્મની નવ પ્રકૃતિ છે.

૧ નિદ્રા (સુખે જાગે તે) ૨ નિદ્રા નિદ્રા (દુખે જાગે તે) ૩ પ્રચલા (બેઠા ઊભા ઊંઘ આવે)

૪ પ્રચલા પ્રચલા (હીંડતાં ઉંઘ આવે) ૫ થિણ- દ્ધી ( જેમાં બલદેવ સરખું બળ હોય અને તેનો ધણી નરકે જાય ) ૬ ચક્ષુ દર્શન. ૭ અચક્ષુ દર્શન. ૮ અવધિ દર્શન. ૯ કેવલદ- ર્શન. એ નવ પ્રકૃતી દસ બોલે બંધાય તે દસ બોલ કહે છે.

૧ કુતીર્થંની સ્તુતિ કરે ૨ કુદેવની પ્રશંસા કરે ૩ હિંસા કરે. ૪ કુગુરૂ હીનાચારીની પ્ર- શંસા કરે. ૫ કુશાસ્ત્રની પ્રશંસા કરે. ૬ મિથ્યાત્વ ઉપર ભાવ ધરે. ૭ અતિ દુઃખ અ- તિ શોક ધરે. ૮ સમકીતને દોષ લગાવે. ૯ કુવ્ર- ત પાળે. ૧૦ મિથ્યાત્વ ઉપજાવી ન્યાય માર્ગે બોલે. એની ત્રીસ કોડાકોડી સાગરોપમની સ્થિ- તિછે એ કર્મ પોળીઆ જેવું છે કેમકે જેવી રીતે રાજાને મલવા જતાં પોળીઓ અટકાવે તેમ એ કર્મ ખપાવ્યાં વીના દર્શન ઉપજે નહી.

૩ વેદની કર્મની બે પ્રકૃતિ છે ૧ સાતા વેદની (સુખ ભોગવે તે) ૨ અસાતા વેદની (દુઃખ ભોગવે તે ) સાતા વેદની ૧૪ બોલે બાંધે. ૧ દયાવંત. ૨ દાનવંત. ૩ ક્ષમાવંત. ૪ વૃત્તવંત. ૫ શીય- ળવંત. ૬ દમવંત. ૭ સંજમવંત. ૮ જ્ઞાનવંત. ૯ જિનપુજાવંત. ૧૦ જિનચંદન સ્નાત્ર વિચા- રવંત. ૧૧ જિનવંદનવંત. ૨૨ દયા ઊપદેસે.

૧૩ અનુકંપા કરે. ૧૪ મોંહે સત્ય બોલે. એ ચૌદ બોલે કરી જીવ સંસારમાં સુખ ભોગવે બીજી અસાતા વેદની ૧૫ બોલે બાંધે.

૧ મનુષ્યને મારે. ૨ દુઃખ શોક ધરે. ૩ જીવને બંધન ઘાલે. ૪ છેદન કરે. ૫ ભેદન કરે. ૬ ચાડી કરે. ૭ પારકાને પીડા કરે. ૮ જીવને ત્રાસ દેવે. ૯ આક્રંદ કરાવે. ૧૦ પરદ્રોહ થાપણ મોસો કરે. ૧૧ વિદ્વંસ કરાવે. ૧૨ યુદ્ધ કરાવે. ૧૩ પરપ્રાણી દમે. ૧૪ ક્રોધ ઊપજાવે. ૧૫ પરાઈનિંદા કરે. એ પંદર બોલે સંસારમાં પીંડ પાપે ભરાય. ઘણું દુઃખ પામે. એ કર્મની સ્થિતી ત્રીસ કોડાકોડી સાગરોપમની છે. એ કર્મ મધ ચોપડેલી તરવાર સરખું સમજવું કેમકે તે ધાર ચાટતાં મધની મીઠાસ લાગે તે સાતા વેદની અને જીભ કપાય તે અસાતા વેદની જાણવી.

૪ ચોથા મોહની કર્મની ૨૮ પ્રકૃતિ છે.

૧ સંજવલનો એ પંદર દીવસ સુધી રહે અને તે થકી યથાખ્યાત ચારીત્ર ઉદય ન આવે એ પ્રમાણે માન માયાને લોભ મલી ચાર પ્રકાર થયા. ૨ પ્રત્યાખ્યાનિઓ ક્રોધ માન માયાને લોભ એ ચારેની સ્થીતિ ઊતકૃષ્ટી ચાર માસ સુધી અને તેથી સર્વ વિરતી પણું ઊદય ના આવે. ૩ અપ્ર-

ત્યાખ્યાનીઓ ક્રોધ માન માયા ને લોભ એ ચા-રેની ઊત્કૃષ્ટી સ્થીતિ એક વરસની અને તેથી શ્રાવકના બાર વ્રત ઊદયે ના આવે. ૪ અંતાનું બધીઆ ક્રોધ, માન, માયાને લોભની સ્થિતિ જાવ જીવ સુધી અને એના ઊદયથી જીવ સમકીત ન પામે એ સોલ કષાય કહીએ.

હવે નવ નોકષાય કહે છે.

૧ હાસ્ય એટલે હસવું તે. ૨ રતી એટલે પોતાનું સુખ દેખી સંતોષ આણવો. ૩ અરતી ક-હેતાં પોતાનું દુઃખ દેખી દુઃખ માને. ૪ ભય એટ-લે બીકથી જ્યાં ત્યાં રડતો રહે. ૫ શોક એટલે મુવા ગયાનું દુઃખ વીસરે નહીં. ૬ દુગંછા એટલે માઠી વસ્તુ કરતો દેખી નિંદા કરે. ૭ પુરૂષવેદ એટલે સ્ત્રી ઊપર જેથી અભિલાષા ઊપજે. ૮ સ્ત્રી વેદ એટલે જેથી પુરૂષ ઊપર અભિલાષા ઉપજે. ૯ નપુંસક વેદ એટલે પુરૂપ સ્ત્રી બેઊપર જેથી અભિલાષા ઊપજે.

૧ સમકીત મોહનિ.

૨ મિશ્ર મોહનિ.

૩ મિથ્યાત્વ મોહનિ.

એ અઠાવીસ પ્રકૃતી મોહનિ કર્મની જાણવી તેમાં પેહેલા પચીસ કષાયનું નામ ચારીત્ર મોહનિ કહીએ અને છેલી ત્રણ દર્શન મોહનિ કહીએ.

હવે ચારીત્ર મોહનિ ૨ બોલે બાંધે. ૧ તિવ્ર-કષાયના ઊદયે કરી. ૨ હાસ્યાદિકે કરી અને દર્શન મોહની ૬ બોલે બાંધે તે કહે છે. ૧ કેવળજ્ઞાનની નિંદા કરે. ૨ સિદ્ધાંતના વચનની નિંદા કરે. ૩ ગુરૂ શંઘની નિંદા કરે. ૪ જિન માર્ગની નિંદા કરે. ૫ અરિહંતની નિંદા કરે. ૬ કુમાર્ગ પ્રકાશે. આવી રીતે જીવ મોહનિ કર્મ બાંધે. જેથી સંસારમાં ડુબેલો રહે અનેક દુઃખ સહે. મોહનિ કર્મની સીતેર કોડાકોડી સાગરોપમની સ્થીતિ છે એ મોહનિ કર્મ મદીરાપાન સરખું છે એટલે જેમ દારૂ પીધેલા માણસને ભલી માઠી વસ્તુનો વિવેક ન ઊપજે તેમ મોહનિ કર્મના વશે જીવ મારૂં મારૂં કરતો રહે.

પાંચમું આયુકર્મ કહે છે તેની ચાર પ્રકૃતી છે. ૧ દેવનું આઊખુ. ૨ મનુષ્યનું આઊખુ. ૩ તિર્યંચનું આઊખુ. ૪ નરકનું આઊખુ. આયુકર્મ કેમ બાંધે તે કેહે છે. દેવતાનું આયુ ૧૦ બોલે બાંધે તે કહે છે. ૧ થોડો કષાય ૨ નાશ થએ-મુએ ગએ કોઈ વસ્તુનો શોક ન કરે ૩ સદા ધર્મવંત બારમું વ્રત ધરે. ૪ સદા સમકીત પાળે. ૫ ધર્મનો રાગી. ૬ નિશ્ચય દાતાર. ૭ મહા ધર્મ ધ્યાની. ૮ બાળ તપસવી. ૯ મહા કષ્ટ કરે. ૧૦ દેવ પુજા કરે. એ દસ બોલે કરી જીવ દેવગતિ પામે. મનુષ્યનું આઊખુ નવ બોલે બાંધે તે કહે છે. ૧

ગુરૂ પુજા કરે. ૨ ચાડી ન કરે. ૩ જીવ વધ ન કરે. ૪ દાનવંત. ૫ આરંભ ન કરે. ૬ શાસ્ત્રી ભણે. ૭ ન્યાયે કરી લક્ષ્મી મેલવે. ૮ પર પીડા ન કરે. ૯ પરજીવને ઊપકાર કરે. એ નવ બોલે કરી જીવ સમકીત, મનુષ્યભવ, જીન ધર્મ પામે.

તિર્યંચનું આઊખુ વીસ બોલે બાંધે તે કહે છે. ૧ શીયળ રહીત. ૨ પરને ઠગે. ૩ ખોટું બોલી મિથ્યાત્વ પોપે. ૪ કુકર્મ ઊપદેશે ૫ તોલ માપ ખોટાં કરે. ૬ માયા કરે. ૭ વચન ખોટાં બોલે. ૮ કુડી સાખ ભરે. ૯ ખરા ગંધમાં ખોટો મેળવી વેચે. ૧૦ કપુર કસ્તુરી માંહે ભેળ કરે. ૧૧ કેસર માંહે ભેળ કરે. ૧૨ હીંગ માહે ભેળ કરે. ૧૩ રૂપા સોના માંહી ભેળ કરે. ૧૪ અણહુતી જુઠી આળ ચઢાવે. ૧૫ ચોરી કરે. ૧૬ વેઠ કરાવે. ૧૭ ઘી તેલ ભેળે. ૧૮ કાપોત લેશ્યા. ૧૯ નિલ લેશ્યા. ૨૦ આર્તધ્યાન.

નરકનું આઊખુ ૨૦ બોલે બાંધે તે કહે છે ૧ મદ મચ્છર ઘણો કરે. ૨ લોભ કરે. ૩ અહં-કાર ઘણો કરે. ૪ મિથ્યાત્વે રાચે. ૫ જીવ મારે. ૬ અસત્ય બોલે. ૭ અતિ કાયર હોય. ૮ ભેદ કુભેદ ન જાણે. ૯ ચોરી કરે. ૧૦ નિત્ય વિષય શેવે. ૧૧ લાલચ કરી સુખ ભોગવે. ૧૨ જિન શાંઘની ઘાત કરે ૧૩ જીવહિંસા કરે. ૧૪ જિનપુજા રહીત. ૧૫

શીયળ રહીત. ૧૬ મદીરા પાન કરે. ૧૭ રાત્રી ભોજન કરે. ૧૮ મહા આરંભ કરે. ૧૯ રૂદ્રધ્યાન કરે. ૨૦ કૃષ્ણલેષ્યા. એવી રીતે આઉખા કર્મની પ્રકૃતિ પુરી થઇ એની સ્થિતી તેત્રીસ સાગરોપમ પ્રમાણે છે. એ કર્મ હેડ સરખું જાણવું જેમ હેડમાં ઘાલે નીકળી ના શકાય તેમ એ આઉખું ખપાવ્યા વિના મરે નહીં.

હવે છઠ્ઠું નામ કર્મ કહે છે તે કર્મની ૧૦૩ પ્રકૃતિ છે તેમાં મુલગે ભાંગે ૯૩ પ્રકૃતિ છે. વળી ભેદાંતરે ૬૭ તેમાં વળી ભેદાંતરે ૪૨ છે. અહીંયા એક સોને ત્રણ પ્રકૃતિ કઈ કઈ તે કહે છે ૧ તિર્યંચગતિ. ૨ નરકગતિ. ૩ મનુષ્યગતિ. ૪ દેવગતિ. ૫ એકેંદ્રી. ૬ બેઈંદ્રી. ૭ તેઈંદ્રી. ૮ ચોરિંદ્રી. ૯ પંચિંદ્રી. ૧૦ ઉદારિક શરીર. ૧૧ વૈક્રીય શરીર. ૧૨ આહારક શરીર. ૧૩ તૈજસ શરીર. ૧૪ કાર્મણ શરીર. ૧૫ ઉદારીક અંગોપાંગ. ૧૬ વૈક્રીય અંગોપાંગ. ૧૭ આહારક અંગોપાંગ. ૧૮ ઉદારીક ઉદારીક બંધન. ૧૯ ઉદારિક તૈજસ બંધન. ૨૦ ઉદારીક કાર્મણ બંધન. ૨૧ ઉદારીક તૈજસ કાર્મણ બંધન. ૨૨ વૈક્રીય વૈક્રીય બંધન. ૨૩ વૈક્રીય તૈજસ બંધન. ૨૪ વૈક્રીય કાર્મણ બંધન. ૨૫ વૈક્રીય તૈજસ કાર્મણ બંધન. ૨૬ આહારક આહારક બંધન. ૨૭ આહારક તૈજસ બંધન. ૨૮ આહારક કાર્મણ

બંધન. ૨૯ આહારક તૈજસ કાર્મણ બંધન. ૩૦ તૈજસ તૈજસ બંધન ૩૧ તૈજસ કાર્મણ બંધન. ૩૨ કાર્મણ કાર્મણ બંધન. ૩૩ ઊદારીક સંઘાતન. ૩૪ વૈક્રીય સંઘાતન. ૩૫ આહારક સંઘાતન. ૩૬ તૈજસ સંઘાતન. ૩૭ કાર્મણ સંઘાતન. ૩૮ વજ્રરીષભનારાચ સંઘયણ. ૩૯ રીષભ નારાચ સંઘયણ. ૪૦ નારાચ સંઘયણ. ૪૧ અર્ધ નારાચ સંઘયણ. ૪૨ કિલીકા સંઘયણ. ૪૩ છેવટ્ઠું સંઘયણ. ૪૪ સમ ચતુરંસ સંસ્થાન. ૪૫ ન્યગ્રોધ સંસ્થાન. ૪૬ સાદ્દિ સંસ્થાન. ૪૭ વામન સંસ્થાન. ૪૮ કુબ્જ સંસ્થાન. ૪૯ હુંડક સંસ્થાન. ૫૦ કૃષ્ણ વર્ણ. ૫૧ નિલ વર્ણ. ૫૨ રકત વર્ણ. ૫૩ પીત વર્ણ. ૫૪ શ્વેત વર્ણ. ૫૫ સુરભી ગંધ. ૫૬ દુરભી ગંધ. ૫૭. તીખો સ્વાદ. ૫૮ કડવો સ્વાદ. ૫૯ કસાયલો સ્વાદ. ૬૦ ખાટો સ્વાદ. ૬૧ મધુરો સ્વાદ. ૬૨ શિત સ્પર્શ. ૬૩ ઊષ્ણ સ્પર્શ. ૬૪ ભારી સ્પર્શ. ૬૫ હલવો સ્પર્શ. ૬૬ ખરખરો સ્પર્શ. ૬૭ સુંવાળો સ્પર્શ. ૬૮ લુખો સ્પર્શ. ૬૯ ચોપડયો સ્પર્શ. ૭૦ નરકાનુપૂર્વી. ૭૧ તિર્યંચાનુપૂર્વી. ૭૨ મનુષ્યાનુપૂર્વી ૭૩ દેવાનુપૂર્વી. ૭૪ શુભ વીહાયો ગતિ. ૭૫ અશુભ વીહાયો ગતિ. ૭૬ ત્રસ નામકર્મ. ૭૭ બાદર નામકર્મ ૭૮ પર્યાપ્તિ નામકર્મ. ૭૯ પ્રત્યેક નામકર્મ, ૮૦ થીર નામકર્મ. ૮૧ શુભ નામકર્મ.

૮૨ સૌભાગ્ય નામકર્મ. ૮૩ સુસ્વર નામકર્મ. ૮૪ આદેય નામકર્મ. ૮૫ જશ નામકર્મ. ૮૬ થાવર નામકર્મ. ૮૭ સુક્ષ્મ નામકર્મ. ૮૮ અપર્યાપ્તિ નામકર્મ ૮૯ સાધારણ નામકર્મ. ૯૦ અથિર નામકર્મ. ૯૧ અશુભ નામકર્મ. ૯૨ દુરભાગ્ય નામકર્મ. ૯૩ દુસ્વર નામકર્મ ૯૪ અનાદેય નામકર્મ ૯૫ અયશ નામકર્મ. ૯૬ પરાઘાત નામકર્મ. ૯૭ ઊઘાત નામકર્મ. ૯૮ આતાપ નામકર્મ. ૯૯ ઊશ્વાસ નામકર્મ. ૧૦૦ અગુરૂ લઘુ નામકર્મ. ૧૦૧ તિર્થંકર નામકર્મ ૧૦૨ નિર્વાણ નામકર્મ ૧૦૩ ઉપઘાત નામકર્મ. એ નામકર્મ. સંક્ષેપે કહ્યાં. ૩ બોલે જીવ ઉત્તમ નામકર્મ બાંધે તે કહે છે. ૧ જિન ધર્મરક્ત. ૨ જીવ દયાવંત. ૩ મુક્તિગતિની ચિંતા કરે. જીવ પાડુઆ નામકર્મ આઠ બોલે બાંધે તે કહે છે. ૧ મહામિથ્યાત્વ. ૨ અધર્મી. ૩ દાન ન દે ને બીજાને દેતાં વારે. ૪ જિન મંદિર પડાવે. ૫ કઠોરભાષા બોલે. ૬ મહાપાપ આરંભ કરે. ૭ પરનિંદા કરે. ૮ પરદ્રોહ કરે. એ કર્મની સ્થિતિ વીસ કોડાકોડી સાગરોપમની છે. એ નામકર્મ ચિતારા સરખું જાણવું. જેમ ચિતારો અનેક પ્રકારે ચિત્રામનાં રૂપ કરે તેમ નામ કર્મથી જીવ નવાં નામ કર્મ બાંધે..

હવે સાતમું ગોત્ર કર્મ કહે છે. ગોત્ર કર્મની બે પ્રકૃતી છે.

૧ ઊંચ ગોત્ર ૨ નીચ ગોત્ર.

ઊંચ ગોત્ર સોળ બોલે બાંધે તે સોળ બોલ કહે છે.

૧ સમકિતવંત. ૨ શીયળવંત ૩ વિનયવંત. ૪ અદત્ત ન લે. ૫ સાધુની વૈયાવચ્ચ કરે. ૬ આચાર્યની ભક્તિ કરે. ૭ સિદ્ધાંતની ભક્તિ કરે. ૮ બહુશ્રુતની ભક્તિ કરે. ૯ નિરંતર સંવેગ. ૧૦ યથા શક્તિ દાન દે. ૧૧ યથાશક્તિ તપ. ૧૨ સાધુને દાન સનમાન. ૧૩ અરિહંતની ભક્તિ. ૧૪ ઉભયકાળે પડિક્કમણું કરે. ૧૫ તિર્થંકરનો માર્ગ સાધે. ૧૬ સાહમી વચ્છલ કરે. એ સોલ બોલે જીવ તિર્થંકર ગોત્ર બાંધે.

નીચ ગોત્ર પાંચ બોલે બાંધે તે કહે છે.

૧ પારકા ગુણ ઢાંકે. ૨ અવગુણ કહે. ૩ ચાડી કરે. ૪ અણસાંભળી વાત ચલાવે. ૫ અણદીઠાને દીઠુ કહે. એ પાંચ બોલે નીચ ગોત્ર બાંધે. એની સ્થિતિ વીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણે છે. એ કર્મ કુંભાર જેવું છે જેમ કુંભાર માટીના પીંડ થકી જેવી જાતનું વાસણ ચિંતવે તેવું કરે. તેમ ચારેગતીમાં જીવ ઊંચ નીચ ગોત્ર બાંધે.

હવે આઠમુ અંતરાય કર્મ કહે છે અંતરાયકર્મની ૫ પ્રકૃતિ છે. ૧ દાનાંતરાય ૨ લાભાંતરાય. ૩ ભોગાંતરાય. ૪ ઉપભોગાંતરાય. ૫ વિર્યાંતરાય. એ કર્મ ૨૩ બોલે બંધાય તે કહે છે. ઉપર કહેલા પાંચ

અંતરાય કરે. ૬ કરૂણા નહીં. ૭ દીનદયામણા જીવ ઉપર કોપે ૮ અસમર્થ જીવ ઉપર કોપે ૯ ગુરૂને અનુસરે નહીં. ૧૦ તપસી ન વાંદે ૧૧ જિનપુજા નિષેધે ૧૨ જિન વચન ઊથાપે. ૧૩ જિન ધર્મમાં વિઘ્ન કરે. ૧૪ સુત્ર ભણતાં અંતરાય કરે ૧૫ ભલાં પદ ભણતાં અંતરાય કરે. ૧૬ રૂડે માર્ગે ચાલતાં અંતરાય કરે ૧૭ પરમાર્થ કહેતાં હાંસીકરે ૧૮ વિપરિત પ્રકાસે ૧૯ અસત્ય બોલે. ૨૦ અદત્તલે. ૨૧ માઠા કર્મ પ્રકાસે ૨૨ સિદ્ધાંતની હીલણા ( નિંદા ) કરે. ૨૩ સિદ્ધાંતની આશાતના કરે. એ તેવીસ બોલે અંતરાય બંધાય. એની સ્થિતિ ત્રીસ કોડાકોડી સાગરોપમની છે. એ કર્મ ભંડારી સરખું છે જેમ રાજા કહે અહો ભંડારી ફલાણી વસ્તુ આપ ત્યારે ભંડારી આપે તો પામીએ તેમ અંતરાય કર્મ ભારે વિશમ જાણવું. એ રીતે આઠ કર્મની એકસો અઠાવન પ્રકૃતિ ખપાવીને જીવ મુક્તિએ પોચે એવું જાણી જીવે આપણા કર્મનો વિચાર સદાએ ચિંતવવો. મુક્તિ પંથ પોચવા ભણી ભાવના ભાવવાથી થોડા કાળમાં ઘણી ભવ સ્થિતી ખપાવી સદ્દહણા થકી કેવળજ્ઞાન ઊપજાવે મુક્તિપંથ પોહોચે તે માટે જીવે સદાય ધરમને વિષે ઊદ્યમ કરવો. ઇતિ આઠ કર્મની એકસો અઠાવન પ્રકૃતિ સંપૂર્ણ.

# અથ ગુણમાળા બત્રીશી.

દેવ સદા અરહિંત મુજ, ગુરૂ ગુણવંત સુસાધ;
ધર્મ દયાધુર જિન કથીત, એ સમકિત મેં લાધ. ૧
અગ્યાનાદીક અડદશ દોષ, વર્જિત દ્વાદશ ગુણમણિ કોશ;
આદિકરાદિક સ્તવને યોગ, તે અરિહંત દેવ નીરોગ. ૨
સમ્યગ્ દર્શન ગ્યાન ચરિત્ર, રત્ન ત્રયિ શિવપંથ પવિત્ર;
તામે જે ગણિ પાઠક યતી, કરે પ્રજન્ન સુગુરૂ જીનમતિ. ૩
હિંસાદિક જે પાપ અઢાર, તે ઉપાધિ કરી રહિત ઉદાર;
સમકિત વિનય દયા જસુ મૂલ, તે જીન ધરમ કરમ પ્રતિકુળ. ૪
શ્રી અરિહંતાદીક પદ પંચ, તાસ નમણ હત પાપ પ્રપંચ;
સહુ મંગળમેં મંગળ મુખી, વલી તે નમણ કરત શીવસુખી. ૫
શ્રી અરિહંત દેવ તસુ શ્રમણ, સુગુરૂ સુધર્મ પંચ પદ નમણ;
એહ વસે નીત જાકે મણે, તે નર ધન્ય કૃતારથ ગણે. ૬
ચઉ કસાય ષટ હાસ અગ્પાન, હિંસા જૂઠ અદત્તાદાન;
પ્રેમ પ્રસંગ મદ મછર એવ, અડદશ દોશ રહિત જિન દેવ. ૭
રાગ દ્વેશ અવિરતિ મિથ્યાત, હાસ્યાદિક ષટ કામ વિખ્યાત;
વિઘ્ન પંચ નિદ્રા અજ્ઞાન, અડદશ દોષ રહિત ભગવાન. ૮
ભામંડલ અશોક તરૂ ઈષ્ટ, દુંદુભિ દિવ્ય ધ્વનિકજ વૃષ્ટ;
સિંહાસન ચામર વર છત્ર, પ્રાતિહાર્ય વસુ જિનવર યત્ર. ૯
ગ્યાંન વચન પુજા એ ત્રયે, કષ્ટ નાશ ચોથો અતિશયે;
પ્રાતિહાર્ય અડ અતિશય ચાર, ઇમ અરિહંતતણા ગુણ બાર. ૧૦
પરમ ગ્યાન દર્શન સુપવિત્ત, અક્ષય સુખ ક્ષાયક સમકિત્ત;

અચલ અમૂર્ત્ત અનવગાહસુ, વિર્ય અનંત સિદ્ધ ગુણ વસૂ. ૧૧
લોચણ શ્રોત્ર ઘાણ રસ ફરસ, ઈંદ્રિય પાંચ દમણ ગુણ સરસ;
ક્રોધ માન માયા વલી લોભ, ચઉ કષાય વર્જન ગુણ શોભ. ૧૨
સ્રી નપુંસ પશુ થાનક હરે, કથા કામનીનિ નવિ કરે;
સ્રી આસન નહિ બેસે કહિ. જુએ સરાગ દ્રષ્ટિએ નહિ. ૧૩
ભિંત કનાત અંતરે જિહાં, સ્રી શબ્દાવે ન વસે તિહાં;
નવિ સંભારે પૂરવ ભોગ, ન કરે સરસહાર ભવ રોગ. ૧૪
વલી ન કરે અતિ માત્રાહાર, વરજે દેહ શોભ શ્રૃંગાર;
બ્રહ્મચર્યની એ નવ વાડ, પામે ન પડે શીળે ધાડ. ૧૫
હિંસા જુઠ અદત્તાદાન, મૈથુન પરિગ્રહનો પચખાણ;
ત્રીણ કરણ ત્રણ યોગે જેય, પાંચ મહાવ્રત કહીયે તેય. ૧૬
ઇર્યા ભાષા વલી એષણ, ગ્રહણ નીખેપણ પરિષ્ટાપણ;
સમિતિ પંચ વલી મન વચ કાય. ગોપે ત્રીણ ગુપ્તિ ગુણ થાય. ૧૭
ગ્યાનાચાર દર્શનાચાર, વલી ચારિત્રાચાર ઉદાર;
તપાચાર સુવિર્યાચાર, ગુણ છત્રીસ સુરીના સાર. ૧૮
અંગ અગ્યારે બાર ઉવંગ, ચરણ કરણ સત્તરિ બે ચંગ;
અથવા અંગ પૂર્વ પચવીસ. ગુણ પાઠક મુનિરાજ જગીસ. ૧૯
પાંચ મહાવ્રત પણ ગુણ સંચ, ઈંદ્રિય પાંચ દમણ ગુણ પંચ;
ચઉ કસાય વર્જન ગુણ ચ્યાર, વર વૈરાગ્ય ક્ષમા ભંડાર. ૨૦
ભાવ કરણ યોગ ત્રય સાચ, સમુધારણ મન તનુવળી વાચ;
સમ્યગ્ દર્શન ગ્યાન ચરિત્ર, ત્રીણ ત્રીણ ગુણ નવક પવિત્ર. ૨૧
શીતોષ્ણાદિ વેદના સહન, મરણાંતક ઉપસર્ગ સુસહન;
એ સગવીસ ગુણે સંપન્ન, શિવ સાધક સાધુ તે ધન્ન. ૨૨

અષ્ટોતર શત ગુણ મણી માલ,કંઠ કરો ભવિયણ વિધિ નાલ;
નિરૂપમ ચૌદ પુર્વનો સાર, સારે સયલ કાજ નિરધાર. ૨૩
આતમ પટમલ ખાલણ ખ્યાર.સકલ કુશળ વલ્લી જલધાર;
સા ગુણમાળા કંઠે કરી, શેઠ સુદર્શનને શીવ વરી. ૨૪
અષ્ટ પ્રકાર ગ્યાંનાચાર. કાળ સુવિનયાદિક ઉરધાર;
તત્વ અતત્વ તણી ઓળખાણ, થાય જેહથી તે છે ગ્યાન.૨૫
વસુ વિધ દર્શનના આચાર, તે નિસંકયતાદિક હીતકાર;
જિન વચને સાચો શ્રધાન, તે સમ્યક્ દર્શન ભવિ જાન. ૨૬
પાંચ સમીતિ ત્રણ ગુપ્તિસાર, ચરણા ચાર અષ્ટ પ્રકાર;
નિજ ગુણ થિરતા સંવર સાર, તે ચારિત્ર મોક્ષ દાતાર. ૨૭
બાહ્ય અભિંતર તપ વિધ બાર. અણસણાદિતે તપઆચાર.
અનલોપમ જસુ જે નિજ ધ્યાન. તે તપ જાણે ચતુર સુજાણ.૨૮
દર્શન ગ્યાન ચરણ તપ શુદ્ધ, ચતુર મિલાપ મોક્ષઅવિરૂદ્ધ;
જામણ મરણ ઉપદ્રવ રહિત,સદા અનાસ્થિત થિર ગુણસહિત૨૯
ભાવ રોગ વસુ કર્મ નિરસ્ત,પાંચ અનંત અનંત પ્રશસ્ત;
અજ અવિનાશી અવ્યાબાધ સિદ્ધ બુદ્ધ પરમાતમ સાધ.૩૦
મોક્ષ વિશુદ્ધ આતમા એક, ભેદ નયે કરી નામ અનેક;
તે સાધો તજિ કર્મ નિધાન,કરી સુપરે ભવિ નવ પદ ધ્યાન.૩૧
સય ઓગણીસ બત્તીસે સાલ,સુગુરૂ બુદ્ધિ બળ લહી રસાલ;
રાજપુરે ગુણમાળા રચિ, મોહ નિવારણ કારણ સચિ. ૩૨

ઇતિ ગુણમાળા સંપુર્ણ.

## જાહેર ખબર.

સર્વે જૈનબંધુઓને ખબર આપવામાં આવે છે કે આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી રોકડી કિંમતે મળશે. દેશાવરવાળાને ટપાલ ખરચ જુદુ પડશે.

શા૦ બાલાભાઈ કકલભાઈ
માંડવીની પોળમાં નાગજીભુદરની પોળ. } અમદાવાદ
શા૦ ફકીરચંદ કીલાભાઈ
ઠે૦ માણેકચોક પોલીસની ચોકી.

શા૦ અમરચંદ ઘેહેલાભાઇ
જૈનધર્મ પ્રસારક સભાના સેક્રેટરી
મુ૦ ભાવનગર.

